# आयुष महात्म अने प्राणघातक व्याधिओनो पराजय.

(જીવવાને માટે જીજ્ઞાસુજનોને સાચો ઈલાજ.)

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,
કવિ બાલકૃષ્ણરાય ભોગીલાલ પંડિત–આણંદના.
(ખેડાવાળા સુબોધસતક, વિદ્યામહાત્મ, જ્ઞાતિ સુધારો, ભરતીયાનું ભોળપણુ અને જ્ઞાનવિલાસ વિગેરે, કવિતારૂપ પુસ્તકોના કર્તા.)
જમીનદાર તથા વડોદરા રાજના સનંદી મુખ્તીયાર.

દોહરા.

ફોગટ ફીકર તમે તજો, અંતર ખુશી રહો આપ;
સાચી સલા પીડા ટળે, આકીન ઈશ પ્રતાપ.
સબ આસિસ્ટંટ સરજનજ, સંતતી મારે એક;
સેવક તે સરકારનો, વિદ્યાવડે વિવેક.
શાન્તિ દાતા સંત છે, ભ્રાન્તિ દાતા ભોગ;
બાલકૃષ્ણ તજવા નહીં, શાસ્ત્ર પઠન સંજોગ.

અમદાવાદ—પીરમશાહ રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

સને ૧૯૧૮. આવૃત્તિ પહેલી. સંવત ૧૯૭૪.
કિંમત રૂ. ૦–૧–૦ (એક આનો) પોસ્ટેજ રૂ. ૦–૦–૬ જુદું.

ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# પ્રસ્તાવના.

## દોહરા.

શ્રી હરીની આ શ્રૃષ્ટિ છે, રાખે તો રહેવાય;
બદલી બીજા લોકમાં, થતા ન ના કે વાય. ૧
નર નાયકની નોકરી, કરો ખુશીથી લોક;
હાકમ તેડે હજુર તો, તેમાં શાનો શોક! ૨
પગાર પુરો દે પ્રભુ, તે ઉપર વળી ભેટ;
પેનશન પ્રૌઢપણે મળે, સ્વર્ગ મોક્ષરૂપ નેટ. ૩
આત્મા તો મરતો નથી, ધરે અવનવા દેહ;
સુત્રધાર છે શ્રી હરી, નર નટ નિઃસંદેહ. ૪
રોગો પ્રભુના દુત છે, આત્મા ઇશ અચ્યુત;
આ પ્રકાર પહુંચો નથી, આવા ખેલ સ્યુત. ૫
સ્ત્રી પુત્રો પાળક તમે, મન માનો છો આપ;
ટાળક દુઃખ ત્રીલોકના, પ્રભુનો ભુલી પ્રતાપ. ૬
માથે લેઈ ગણુ ગાંસડી, અશ્વે બેસો આપ;
અગ્ન ન ઓછો અશ્વને, ભાર એ યત્ન પ્રતાપ. ૭
વાહક વિભુ ત્રીલોકનો, નાહક તમ અભિમાન;
તમ રક્ષિત સ્ત્રી પુત્રનું, નિશ દીન પ્રભુને ભાન. ૮
દુખજ છે ગુરૂનો ગુરૂ, પ્રગટાવે વૈરાગ્ય;
પ્રભુપર પ્રીતી ઉપજે, પગ્યે દુઃખને લાગ્ય. ૯
મરણુ અચાનક મનુષને, પ્રભુનું ડહાપણુ કૃત્ય;
બાલકષ્ણુ નર ડર વિના, સેનાં સદ્દગુણુ સત્ય. ૧૦

પંડિત સ્ટ્રીટ. } આણંદ (શ્રી હર્ષપુર) જીલે ખેડા.
કાવ્ય કાંતિ કાર્યાલય. } ગુજરાત પ્રાંન્ત. મહાશિવરાત્ર સંવત. ૧૯૭૪.

# आयुष महात्म अने प्राणघातक व्याधिओनो पराजय.

दोहरा.

વિબુધ તણું આ વીલ છે, નાસ્તિક શંકાશીલ;
વકીલ કરો વિશ્વાસને, હો જો આપ અસીલ.
કિંકર સઊ કવિવર તણા, વિદ્વાનોના દાસ;
બાલકૃષ્ણની બુદ્ધિનો, કરો મહાશય ક્યાસ.

રાગ—ભૂજંગી છંદ.

હુવા ને દવાની બધી વાત ખોટી,
ખરેખાત આયુષ્યની વાત મોટી;
ખરા જ્ઞાન ખામી અશ્રદ્ધા ધરે છે,
ખુટયા વિણુ આયુષ જન ક્યાં મૂરે છે ? १

( ए पुनरावर्तक चोथु चरण छे. )

ગયા માંડવે પ્લેગથી જે ઊગરવા,
છતાં દૈવ યોગે પડયા તેહ મરવા,
ટકયા વસ્તિમાં તે તડાકા કરે છે. ખુટયાવિણુ. २
પીડા દેહ પામે કદી થાય વ્યાધી,
સ્વભાવિક મટે કે મટે તે દવાથી,
પરંતુ શી રીતે સ્વરગ સંચરે છે. ખુટયાવિણુ. ३
હજારો હકીમો હતા જેની પાસે,

સુવા થોડી વયમાં જીવ્યા ના પચાસે,
પુરાં નેવું વર્ષો ગરીબ ઊગરે છે. ખુટયાવિણુ. ૪
લડાઈમાં ગયેલા જનો પણ જીવે છે,
લઇ પેનશન પાણી ઘરનું પીવે છે,
ચઢી વા'ણુ વિદેશ જે વિચરે છે. ખુટયાવિણુ. ૫
ફલાણું ખવાયુ ફલાણું ચવાયુ,
ફલાણું સુંઘાયુ ફલાણે ઘવાયુ,
વૃથા એવી ભ્રાન્તિ જગત જન કરે છે. ખુટયાવિણુ. ૬
જુઓ વિશ્વકર્તાની ખુબી નીહાળી,
કૃતિ તે કરે છે છતાં વાત ટાળી,
જીવો જગતના ભાર શિરપર ભરે છે, ખુટયાવિણુ. ૭
નથી ઔષદ્ધિ કે નથી વૈદ્ય એકે,
તથાપી બચ્યા છે સ્વભાવીક શેકે,
અમસ્થા ઊચાટો અરે અંતરે છે! ખુટયાવિણુ. ૮
જુઓ વિશ્વના નાથની કેવી બાજી,
કરે કૃત્ય પોતે છતાં ઈતરાજી,
ન લોકો તણી શિરપર તે ધરે છે. ખુટયાવિણુ. ૯
ડુબ્યાં વા'ણુને જેહ દરીએ તણાયા,
છતાં દૈવ યોગે ભૂમિપર જણાયા,
પ્રભુનીજ સત્તા જળે ભૂસ્તરે છે. ખુટયાવિણુ. ૧૦
નહીં રાંડવા માંડવાઓ સજાવ્યા,
ધણીને કહી વાસ ઘરના તજાવ્યા,
છતાં તેહ ભાગી ચુડો થરથરે છે? ખુટયાવિણુ. ૧૧

અહારે અને જે વિહારે વિવેકી,
અનીતીથી અળગા નીતીવંત નેકી,
સુવાની ન જેને જરી ફીકરે છે. ખુટયાવિણુ. ૧૨
અમર જેહુ આત્મા ન કોઈથી મરાતો,
ન શસ્ત્રો થકી તેહુ કકડા કરાતો,
થતાં દેહુ અવધી ફરી અવતરે છે. ખુટયાવિણુ. ૧૩
વરાળે વધ્યાથી જશે સ્ટીમ ફાટી,
વધે વસ્તી ઝાઝી ખુટાડેજ બાટી,
વિભૂની ખુશી વ્યાધિ તવ વિફરે છે. ખુટયાવિણુ. ૧૪
સુકો બાજરી છોડ નંખાય કાપી,
ફરીથી ઊગે છે બી રોપે તથાપી,
મનુષ્યો મુકી સંતતી સંચરે છે. ખુટયાવિણુ. ૧૫
જુઓ સોળ આના ખરા રૂપીઆના,
જુઓ સોળ શ્રંગાર પ્રેમી પ્રિયાના,
ભુજંગી રૂડા સોળ આયુષ પરે છે. ખુટયાવિણુ. ૧૬
વિધાતા નથી કર્મ ફળના પ્રદાતા,
સુણી એહુ સિદ્ધાન્ત જે ખુશ થાતા;
ફિકર છોડી ચાર્વાક ફરતા ફરે છે! ખુટયાવિણુ. ૧૭
દીવામાંથી દીવા પ્રગટ અત્ર થાયે,
દીવો ઓલવ્યો તે ફરી કયાં જણાયે?
અગડબંબ અલમસ્ત એમ ઊચરે છે. ખુટયાવિણુ. ૧૮
જુઓ પ્લેગના જે કુડા જંતુઓ છે,

તેવા તનદુરસ્તી તણા જંતુઓ છે.[1]
લઢે તે પરસ્પર હરાવ્યે હરે છે. ખુટયાંવિણુ. ૧૯
જુઓ વિનતા દીનતા દીલ ધારી,
હૃદય નાંખતી મોહથી તે શા'રી,
સતિ થાય કે સ્નેહથી મન બળે છે. ખુટયાવિણુ. ૨૦
જડાવાદી જીવો જગત મધ્ય જે છે,
નહીં મા'ત્મ ચૈતન્યનું તેમને છે.
કહ્યું બાલકૃષ્ણે કપાળી કરે છે.
ખુટયા વિણુ આયુષ જન કયાં મરે છે. ૨૧

---

## અનુભવના ઉદ્ગાર.

શ્રૃષ્ટિ પતિની સા'ય વિણુ, કંઇએ ન બને કામ;
પિતા વિષ્ણુપ્રસાદનો, પ્રભુને કરે પ્રણામ. ૧
કુદરતની બક્ષીસ વિણુ, બને ન કવિતા કામ;
પંડિત આણુંદ કર તણા, સરસ્વતિને પ્રણામ. ૨

---

૧ એક સીવીલ સરજન પોતાના ઝાહેર ભાષણમાં કહે છે કે જેવા પ્લેગના ઘાતક જંતુઓ છે તેવા તનદુરસ્તીના પણ તનરક્ષક જંતુઓ છે તે બંનેનું યુદ્ધ થાય છે. જેમ તીજોરીના રક્ષક અને લુંટનારા એના યુદ્ધમાં જો 'લુંટારાનો' વિજય થાય તોજ તીજોરી લુંટાય છે અને રક્ષકનો વિજય થાય તો તીજોરી લુંટાતી નથી તેજ કારણથી પ્લેગવાલી જગ્યોમાં વસતા કુટુંબના ઘણા જનો છતાં બ' મરી જતા નથી ! ! અને અમુકને એ રોગ લાગુ પડે છે.

પરૂં વસાવ્યું પંડિતે, ગ્રંથે રીઝવ્યા લોક;
ડાક્તર કીધો દીકરો, કર્તા તો પ્રભુ કોક. ૩
સસરો ચંદ્રપ્રભા તણો, રૂક્ષ્માંણીનો કાન્ત;
બાલકૃષ્ણ પ્રભુ મહેરથી, સતસંગે રહે શાન્ત. ૪
યશોદા અને નર્મદા, હયાત પુત્રી બે;
બાલકૃષ્ણ વય હાલમાં, વર્ષે બાવન છે. ૫
વિજયાગૌરી વિવેકીને, સવિતાગૌરી શાંન્ત;
સોળ ચૌદ વય પુત્રી બે, તણો થયો દેહાન્ત. ૬
મરણ સ્મરણને કારણે, આપી શકાય ઈનામ;
એ હેતુથી આ રચી, કવિતા તો મુદ્દામ. ૭
તાત પ્રસિદ્ધ છે માહરા, લક્ષ્મી છે મુજ માત;
મુજને મુકી મરી ગયાં, હું વય વર્ષે સાત. ૮
મુજ માતાના તાત તો, સોલત કાશીરામ;
ઉમરેઠે પાટે વસે, ગંભા તેનાં વામ.* ૯
ઓળખ ઈચ્છા ઉદ્ભવે, કૃતી દેખી કરનાર;
તેથી વર્ણન વર્ણવ્યું, આકાંક્ષા હરનાર. ૧૦
સેવક સ્વદેશ હિતનો, કંઈ પુસ્તક કરનાર;
વિદ્યા સાથ વતન મળ્યું એ ઈશ્વરં ઉપકાર. ૧૧
બાલ્યાવસ્થામાં ભણી, શ્રમથી સર્ટીફીકેટ;
કંઈ સરકારી મેળવ્યાં, બુદ્ધી અનુસરી નેટ. ૧૨
ઝાઝી જમીન મારે નથી, પણ વીઘાં પચાસ;

---

* નામા શ્રી.

[1]ઈનામી અર્પી ઈશ્વરે, હું ઇશ્વરનો દાસ. ૧૩
કીંમત કિંમતી જમીનની, વીઘે ત્રણ હજાર;
હલકામાં હલકી તણી, વીઘે સો [2]કલદાર. ૧૪
પાંચ હજારને ઘર વસુ, ઈશ્વર તેનો ઈશ;
હું ભાડુત ઈશ્વર તણો, શેર અન્નનો શિષ્ય. ૧૫
ભ્રાત ન એક્કે માહરે, નહીં કાકો કે ફોઇ;
[3]પ્રપિતા મહ સુધી અમે, એકજ વંશજ હોઈ. ૧૬
છોટમથી સુખ ઉપજે, મોટમથી સુખ દુર;
કીડી સાકર ખાય છે, હાથી ફાકે ધુળ. ૧૭
શ્રેષ્ટ સત્વ નવ સંઘરે, તે નીકળે તન પાર;
એહ કાંકરા ફોતરાં, ચારણી તુલ્ય ગમાર. ૧૮
ભગ્ની મારે એક છે, ઉમીઆ તેનું નામ,
ઊમરેઠે તે પરણી છે, સેલત પાટ મુકામ. ૧૯
વૈદરાજ કહે વૈદને, માગણ ને મહારાજ;
મીઠી જીભના માણસો, સૌના તે શિરતાજ. ૨૦
જોર વગર કાંઈ ભુમિનું, થઇ શકતું નથી રાજ;
સ્વરાજની જે વાંચ્છના, માગણ મન મહારાજ. ૨૧
શક્તી વિના હરી ભક્તિ કે, બને ન ભોગ વિલાસ;
આદ્દય શક્તિ આરાધતા, એ કારણથી ખાસ. ૨૨
વંશજ કેરી વિદ્વતા, પેઢી પ્રતિષ્ટારૂપ;
અક્કલ હિણ હોય ઔરસો, દુ:ખી દીન ને ભૂપ. ૨૩

---

૧ જાત ઇનામ સનંદીયા. ૨ સો રૂપીઆ.
૩ બાપના દાદા.

બીરબલ બુદ્ધિવાન કંઈ, યુનીવર્સીટીનો શિષ્ય;
કુદરતી અકલવાનને, ચાહે મહાન મહિસ. ૨૪
મંડયા પાંન્ડે પંડિતો, એકજ એનો અર્થ;
પાંણી જળ ને આબ, ત્રણ જુદાં ગણો તે વ્યર્થ. ૨૫
પ્રોફેસર ને પંડિતો, એમાં તે શો ફેર ?
એલીફેન્ટસ ઐરાવતૌ, ઇન ધ હાઊસ કે ઘેર ! ૨૬
ડાક્તર વૈદ અને હકીમ, એમાં તે શો ફેર ?
ડીઝીસ રોગ બિમારીને, પુછી જોજો ઘેર. ૨૭
ડાક્તર પારખ ડીઝીસના, વૈદ પારખુ રોગ;
હકીમ તો બિમારીના, વાદ કરો તે ફોક. ૨૮
દેશી ગયો વિદેશમાં, શીખી આવ્યો વાણ;
વૉટર વૉન્ટસ વદયાં કર્યું, પાણી વિણ ગત પ્રાણ. ૨૯
વાઈફ વાઈફ મુખે વદયો, બોલી ન ઓરત બોલ;
તેથી દયો તલ્લાક કહે, બારીસ્ટર ઢમ ઢોલ ! ૩૦
[1]મહીશ કહે છે મહિષને[2], તે ધર્યું મારૂ નામ,
માટે તુજને મારૂ હું, દસરા રાખી દમામ. ૩૧
પરિવર્તન કૃતિ મતિ તણું, ભાગ્ય અનુસરી થાય;
સ્વધર્મમાં શ્રદ્ધા ધર્યે, આત્મોન્નતિ કરાય. ૩૨
મહીમા ઘટે ન માનશો, બહુ થતાં વિદ્વાન;
પ્રતક્ષ ખપનાં પૃથ્વીપર, પશુ પંડિત પકવાન. ૩૩
પેખી હાથી પારકો, શીદ પામે જન સુખ;
નિજનો અશ્વ નિહાળતાં, દુર થાય દીલ દુઃખ. ૩૪

---

[1] રાજા. [2] પાડાને.

મોટર દેખી પારકી, શી કરી શકીએ સેલ ?
મંદ ગતીની સાંકડી પણ, વહાલી નિજ વહેલ. ૩૫
કંસારા કૃષિકાર ને, કવીની સરખી રીત,
કર્યું ભોગવે કોક પણ, નોતમ સરજે નિત. ૩૬
કવી કસ્તુરી કેવડો, ત્રણેની એક રીત;
પરભોગી તે પૃથ્વીપર, હરે ચતુરનું ચિત્ત. ૩૭
દે ન કૃપણ કવીને કંઈ, ખાન પાન ધન ધાન્ય;
એથી અધીક અજાયબી, અખુટ છતાં પણ માન. ૩૮
આશાભંગ અશામીને, મકાન પણ સ્મશાન;
બાલકૃષ્ણ ખુશ ખબરમાં, મકાન મહેલ સમાન. ૩૯
ભણ્યા પરંતુ નહીં ગણ્યા, બન્યા ઉપરથી બેશ;
નાટક તણા નરેંદ્રસમ, એ શું સાચવે દેશ. ૪૦
બકવાથી બનતું નથી, રાજ પ્રાપ્તીનું કાંમ;
ટકવાથી તે તો બને, શૌર્યે રણસંગ્રામ. ૪૧
સાત વેંતના સર્વ પણ; કીંમત ભણતર તુલ્ય;
પર્વત પર પથ્થર ઘણા, ચણતર મહેલનું મુલ. ૪૨
કહે અન્યને નવ કરે, પોતે કરતી તે લેશ;
તો પણ માનો તેહને, માર્ગ પ્રવર્તક બેશ. ૪૩
વૈદ તાવના દરદીને, કાળી જીરી જો પાય;
વૈદ બતાવો પી તમે, મુર્ખ રોગી હઠ સહાય. ૪૪
ફેશનની પ્રીશીયારીમાં, દગ્ધ થાય છે દેશ;
કાળા ઠગલા જાણજો, તેની ચોટી મેશ. ૪૫
બંધ કરો જ્ઞાતિ વરા, હોટલ મારો મોત

એ સુધારો હાલનો, દ્રષ્ટે દેખું રોજ. ૪૬
રાણી રાજ જેમ રાણીને, દે છે સુખનું દાન;
વાણી રાજ ત્યમ વાણીમાં, સૌને દે સનમાન. ૪૭
શરણાઈના સ્વર વિવિધથી, રીઝયો ન બુડથલ શેઠ;
સાંબેલું વગાડ કહે, શાણો હોઉ તો નેટ. ૪૮
કવિ ઘણા આ કાળમાં, રવી ઘણા નભ માંહ્ય;
જગદીશ સઉને જોગવે, અડચણ નહીં કંઈ આંહ્ય. ૪૯
અસલ રાજ અંધેરમાં, ટકે શેર સઉ કોય;
કદર વિનાના કળતરે, ટકે શેર કવિ હોય. ૫૦
સુબા ઘણા આ સ્રષ્ટીમાં, હાથી પણ બહુ હોય;
હાકમ ને હાથી તણું, મહાત્મ ન ઘટે કાંય. ૫૧
શ્રીમંત બહુ પણ સ્રષ્ટીમાં, સઉને શ્રીનું સુખ;
બુદ્ધિમંત કવિ બહુ છતાં, વિદ્યાથી ન વિમુખ. ૫૨
ગુણીયલ ગાનારા વિના, નહીં કવિતાનું રૂપ,
બાલકૃષ્ણ શોભે નહીં, છત્ર ચમર વિણ ભૂપ. ૫૩



## हिमालयना हरद्वारना अनुभवि योगीनो मेळाप अने ते महात्माना धार्मिक सिद्धान्तोनो उपदेश.

રાગ કવાલી.

અમે તો પ્રેમના યોગી, અમારો પંથ ન્યારો છે;
અમે વિજ્ઞાનના ભોગી, અમારો જ્ઞાન ચારો છે. ટેક.
ભોગની પરવા, ન કોઈથી લાગીએ ડરવા;

હૃદયમાં ધૈર્ય ધારો છે, અમારો પંથ ન્યારો છે. ૧
અમે તો ઇચ્છીએ મરવા, લક્ષ ચોરાશી નથી ફરવા;
કૃપાળુ તારનારો છે, અમારો પંથ ન્યારો છે. ૨
જગત જેને વિષે જાગે, અમે તો ઊંઘીએ તેમાં;
અમારો મુક્તી આરો છે, અમારો પંથ ન્યારો છે. ૩
અમારી સ્મૃદ્ધિ છે ઝાઝી, ગગનમાં તે રહે ગાજી;
[1]કોષ સંતોષ સારો છે, અમારો પંથ ન્યારો છે. ૪
સુર્ય ને ચંદ્ર બે દીવા, અમારે નિત્ય છે વિવા;
દોસ્ત તો ધ્રુવ તારો છે, અમારો પંથ ન્યારો છે. ૫
પખાલી મેઘ છે સોંઘો, અમોને નહીં કદી લાંઘો;
તૃપ્ત ઇચ્છિત અહારો છે, અમારો પંથ ન્યારો છે. ૬
અમારી ઊંઘમાં શાન્તિ, ભળે નહીં કાંઈ પણ ભ્રાન્તિ;
વાયુ વા ખેંચનારો છે, અમારો પંથ ન્યારો છે. ૭
અમે તો પુત્ર ઇશ્વરના, 'કીસીસેં કાયકુ ડરના';
ન કોઈ મારનારો છે, અમારો પંથ ન્યારો છે. ૮
ત્રીલોકે તાતની સત્તા, વિલોક્યા લાખતો લત્તા;
અલ્પ અહીં તો ઊતારો છે, અમારો પંથ ન્યારો છે. ૯
અમે તો ત્યાગી છે તૃષ્ણા, જપે છે જીભ શ્રીકૃષ્ણા;
હવે દુઃખનો ઊધારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૦
[2]પંથિકાશ્રમ સમો જગ છે, મોહ ને લોભ તો ઠગ છે;
કામ કુટીલ લુંટારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૧
ઋણાનું બંધથી સર્વે, નફો કે ખોટ છે કરવે;

૧ ખજાનો. ૨ ધર્મશાળા.

શોક રંજાડનારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૨
જીવોની બદલી થાવાની, છતાં ચિન્તાય જાવાની;
અજાયબી એ અપારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૩
અમોને શાસ્ત્રપર શ્રદ્ધા, અવિશ્વાસે અમે અંધા;
અમોને ભવ ન ખારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૪
અમે તો નાટકી જગમાં, બદલીએ વેશ બે ડગમાં;
શ્રી હરી સુત્રધારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૫
"ઈલીલ્લા લા ઈલા અલ્લા, રસુલ રહેમાન બિસમલ્લા;
પાક પરવર દીગારો છે," અમારો પંથ ન્યારો છે. ૧૬
ઈલીલ્લા લા ઈલા અલ્લા, અહુલ્યા તો કરી શલ્લા;
અનુગ્રહ છુટકારો છે, અમારો પંથ ન્યારો છે. ૧૭
અમે આકાશના રાજા, અમારા સંકલ્પો ઝાઝા;
અફળ એકે ન જાનારો, અમારો પંથ છે ન્યારો. ૧૮
અણીમા અષ્ટ સિદ્ધીને, વળી રાજાની રિદ્ધીને;
નહીં મન કાંઈ દરકારો, અમારો પંથ છે ન્યારો. ૧૯
જોડી છે જ્ઞાનની ગાડી, નજર સીદ્ધિ નથી આડી;
ન કોઈ પાડનારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૦
દીન વર્ષાદના દહાડી, ફૂળી છે પુષ્પની વાડી;
નહીં કોઇ તે સુકવનારો, અમારો પંથ છે ન્યારો. ૨૧
પુરાણો ને કુરાનોના, અમે સિધાન્ત શોધીને;
તજેલા સઊ વિકારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૨
અનેકજ શાસ્ત્ર જે કહે છે, એક શ્લોકે સમાઇ રહે છે;
'ાજીવથી નહીં ન્યારો.' અમારો પંથ છે ન્યારો. ૨૩

બ્રહ્મ સત્યં જગત મિથ્યા, સ્વામી શંકર મુખે ભાખ્યા;
ભાખતા ભાષ્યકારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૪
બ્રહ્મના ભાવને પામી, બ્રહ્મમાં જાઓ વિરામી;
બીજો સર્વે લવારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૫
જમાના જડ તણી બુદ્ધિ, ન કોઈની સત્યમાં શુદ્ધિ;
કુટીલ સઊ કારભારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૬
અમારો મંત્ર છે મોટો. દીગંમ્બર મેલતા દોટો;
અમારા માનસીક તારો, અમારો પંથ છે ન્યારો. ૨૭
અમારો છે ગુરૂ મોટો, જડે નહીં તેહનો જોટો;
છતાં નહીં કાંઇ છલકારો. અમારો પંથ છે ન્યારો. ૨૮
ઇષ્ટના કાન છે ઝીણા, સુણે છે નારદી વિણા;
મસીદ મિથ્યા પોકારો છે, અમારો પંથ ન્યારો છે. ૨૯
અમે દ્રષ્ટાજ જોનારા, ન ભ્રમથી ભુલી રોનારા;
સ્વપ્નવત સંસ્કારો છે, અમારો પંથ ન્યારો છે. ૩૦
અમારા દેહ દેવળમાં, વસે છે વિશ્વના કર્ત્તા;
તુળસીનો ત્યાંજ ક્યારો છે, અમારો પંથ ન્યારો છે. ૩૧
અમારો કીમીઓ સાચો, ન ડાહ્યા કહી શકે કાચો;
બને સુવર્ણ તો પારો, અમારો પંથ છે ન્યારો. ૩૨
મુએલા જીવતા કરીએ, જીવતા ફેંકીએ દરીએ;
છતાં નહીં તેની તકરારો, અમારો પંથ છે ન્યારો. ૩૩
અમારી છે દવા સાદી, હરે છે સર્વ તે વ્યાધી;

ન એકે રોગ રહેનારો, અમારો પંથ છે ન્યારો. ૩૪
અમારી છે દવા સાદી, અમે તે પીઠપર લાધી;
યોગ્ય સઊ ઉપચારો છે, અમારો પંથ ન્યારો છે. ૩૫
અમારા જ્ઞાનની સરિતા, વહે છે નિર્મળા ઝરણે;
ન તેમાં મળ વિકારો છે, અમારો પંથ ન્યારો છે. ૩૬
પ્રકાશીત બ્રહ્મની હોળી, જગત છે અંધની ટોળી;
અમારો આત્મ[1] ચણુગારો,[2] અમારો પંથ છે ન્યારો. ૩૭
પ્રજાળે વન તે આખાં, દહે છે વૃક્ષ તો લાખો;
અચિન્ત્વીત છે ચમત્કારો, અમારો પંથ છે ન્યારો. ૩૮
નફાની રાખી છે આશા, પડે પોબાર તો પાસા;
અમારો જીવ વણઝારો, અમારો પંથ છે ન્યારો. ૩૯
અખુટ અલખત અમારી છે, અમારી શાખ સારી છે;
કદી ખુટે ન કોઠારો, અમારો પંથ છે ન્યારો. ૪૦
અમારી માટીની કાયા, અમારી માટીપર માયા;
કરે કાબેલ કુંભારો, અમારો પંથ છે ન્યારો. ૪૧
અમારાં પુતળાં જડનાં, રૂપાળાં વૃક્ષના થડનાં;
સજે શ્રીયુત સુતારો, અમારો પંથ છે ન્યારો. ૪૨
સતચિતાનંદને જાણ્યા, હૃદયમાં નેહથી નાણ્યા;
અનુભવી ઊદ્ગારો છે, અમારો પંથ ન્યારો છે. ૪૩
અમારી નારી સન્નારી, જગત તે પર જતુ વારી;

---

૧ આત્મા. ૨ ચણુગારો કે તણખો.

ન તેને કોઇની દરકારો, અમારો પંથ છે ન્યારો. ૪૪
અમે તો વસ્ત્ર વિણુ નાગા, નથી ઉપવિત્તના ધાગા;
હૃદય છે હેમના હારો, અમારો પંથ છે ન્યારો. ૪૫
અમે તો બ્રહ્મના નાદી, અમારી આખી ઊસ્તાદી;
પ્રણુવ ને ઓમકારો છે, અમારો પંથ છે ન્યારો. ૪૬
દીસે ભવ દુસ્તરજ દરિઓ, પંથીને જોખમજ ભરીઓ;
બુડાડે મોટી મનવારો, અમારો પંથ છે ન્યારો. ૪૭
મચ્છ તો મત્સ્યરજ જાણો, ખડક તો લોભ પરમાણો;
ચાંચીઓ કામ ચઢનારો, અમારો પંથ છે ન્યારો. ૪૮
છતાં ભવ ભયરૂપી સાગર, અમારે મન રત્નાગર;
અમારે તો બડી બહારો, અમારો પંથ છે ન્યારો. ૪૯
તજ્યા છે ફેલ ને ફંદા, જપે છે જીભ ગોવીંદા;
હવે શો ભય કે ભણુકારો, અમારો પંથ છે ન્યારો. ૫૦
કાળ છે નાગ તો કાળો, પડાવે સર્વને ફાળો;
અમારી મોરલીએ હાર્યો, અમારો પંથ છે ન્યારો. ૫૧
અમે વિવેકના પંથી, અમારી જ્ઞાનની ગ્રંથી;
અમારા તર્ક તોખારો, અમારો પંથ છે ન્યારો. ૫૨
મોક્ષ અભિલાષ છે મનમાં, બાલકૃષ્ણે કહ્યું જનમાં;
સકળ શુભ સંસ્કારો છે, અમારો પંથ ન્યારો છે. ૫૩